શ્રી કૃષ્ણ ગિરધર લાલજીનાં શ્રેષ્ટ ભકત

# મીરાંબાઇ

નાટકના ઓપેરા.

વાંકાનેર "આર્યહિતવર્ધક" નાટક કંપની માટે

---

રચીને પ્રસિદ્ધ કરનાર


રાવલ ત્રંબકલાલ દેવશંકર તથા

ત્રવાડી ત્રંબકલાલ રામચંદ્ર

વાંકનેર આ૦ હિ૦ વ૦ ના કંપનીના માલેકો


આવૃતિ પાંચમી પ્રત દસ હજાર








અમદાવાદ—વિશ્વેશ્વર પ્રેસમાં છાપ્યા.

સંવત ૧૯૬૨ સને ૧૯૦૫

કીમત ૦-૨-૦

## ગીજુભાઈ બધેકા... હેલવાડાકર-વાર્તામાળા



નીલમ અને માણેક

સુધરેલી બીજી આવૃત્તિ.

બે ભાગ સાથે—સુંદર પાકું પુઠું, કિમ્મત—દોઢ રૂપિઓ.

☞ આ વાર્તાની સેંકડો નકલો દેશી કુટુંબોમાં ફેલાયલી છે એજ તેની રસીકતાનો પુરાવો છે.

---

વિક્રમ રાજાનો સંભ્રમ

ભાગ ૧-૨ સાથે

પાકું પુંઠું—કિ૦ રૂપિઓ એક

---

## પ્રેક્ટીકલ કિન્ડરગાર્ટન બોક્સ

કિમ્મત રૂપિઆ પંદર

☞ આ બોક્સની આગળની નાની સાઇઝના પાંચ રૂપિઆ કીંમત રાખી છે.

કિન્ડરગાર્ટન સ્ટાલ
આગ્રેની વાડી, ગીરગામ
બેક રોડ, મુંબઇ.

મો. ક. હેલવાડાકર
કીન્ડરગાર્ટ નીસ્ટ.

# પાત્રોના નામ.

સુત્રધાર<br>નટી } —નાટયકાર સ્ત્રી પુરૂષ

મીરાંબાઈ—શ્રીકૃષ્ણ ગિરધરલાલજીનાં શ્રેષ્ટ ભક્ત મેડતાના રાજા જયમલ રાઠોડની કુંવરી અને કુંભારાણાની રાણી;

રાજરાણી—જયમલ રાઠોડના રાણી મીરાંબાઈની મા

સુભદ્રા<br>મોહીની } —મીરાંબાઈની દાસીઓ

મોટાં રાઠોડ—કુંભારાણાનાં માતુશ્રી અને મીરાંબાઈનાં સાસુ

પદ્માબા—કુંભારાણાના બ્હેન મીરાંબાઈનાં નણંદ

નવીરાણી—કુંભારાણાની બીજી રાણી હાડાની કુંવરી

પદ્માવતિ—રત્નમલ રાઠોડની દીકરી મીરાંબાઈના કાકાની દીકરી બ્હેન

મધુવતિ—પદ્માવતિની દાસી

કુંભોરાણો—મેવાડનો મહારાણો મીરાંબાઈનો પતી

પ્રધાન—કુંભારાણાનો દીવાન

જયમલ રાઠોડ—મારવાડમાં આવેલા મેડતાનો રાજા મીરાંબાઈનો પીતા

રત્નમલ—જયમલ રાઠોડના ભાઈ

રૂપસેન—પદ્માવતિનો થનાર પતી મેવાડના ચંદાવતનો કુંવર

શ્રીકૃષ્ણ ગિરધરલાલજી—પરમાત્માનો દ્વાપરમાં થયલો અવતાર

ગુરૂજી—તિરથવાસી સાધુ સંગના મહન્ત

આત્માનંદ<br>વિષયાનંદ } —તેના મુખ્ય શિષ્યો

વિષમસિંહ—કુંભારાણાને ખોટી સલાહ આપી મીરાંબાઈ સાથે વિક્ષેપ પડાવનાર હજુરી

**અકબર**—ભરતખંડના સેહનશાહ

**તાનસેન**—અકબરનો માનીતો ગવૈયો

**મહાત્મા તુલસીદાસ**—રામાયણના કર્ત્તા શ્રી રામચંદ્રજીના પરમ ભક્ત—

**દીપસિંગ**<br>**સરતાનસિંગ** }—કુંભારાણાના હજુરીઓ

**જીવી ગોસાંઇ**—એક મહાત્મા

દાસીયો, દરબારીઓ, ચોપદાર, વારાંગના, વડારણો, બૈયા, ગોપીઓ ગુગળી વિગેરે વિગેરે.



"શ્રીકૃષ્ણગિરધર લાલજીનાં શ્રેષ્ટ ભકત"

# મીરાંબાઇ નાટકનો ટુંકસાર

## અંક ૧ લો.

પ્ર. ૧ માં—નટી અને સુત્રધારની વાતચીતથી વસ્તુ સુચન.

પ્ર. ૨ માં—મીરાંબાઇનું સ્વપ્નમાં શ્રીકૃષ્ણગિરધરલાલજીની સાથે પરણવું ત્યાં શ્રીકૃષ્ણગિરધરલાલજીનું દર્શન થવું, જયમલ રાઠોડનું મીરાંબાઈની અનન્ય ભક્તિ જોઈ ખુશી થવું, અને તિરથવાસી સાધુ સંગના મહંત પાસેથી શ્રી ગિરધરલાલજીની મૂરતી લેવાનો મીરાંબાઇએ હઠ લેવો વીગેરે.

પ્ર. ૩ માં—પદ્માવતિ જયમલ્લ રાઠોડના ભાઈ રણમલ્લ રાઠોડની કુંવરી પોતાની દાસીઓ સાથે યોગ્ય વર વરવાની ગોઠવણ કરવી

પ્ર. ૪ માં—મીરાંબાઇએ ગુરૂ પાસેથી ગિરધરલાલજીની મૂરતી લેવાનો હઠ લીધા બદલ વિષયાનંદનું ઇર્ષા ભાવથી જોવું અને તેથી મીરાંબાઇને વિષય વાટે દોરવાની પ્રતિજ્ઞા કરવી ત્યાં આત્માનંદનું ધીકારવું તથા સુભદ્રાનુ મીરાંબાઈની ભક્તિ જોઇ ખુશી થવું મોહીનીની મીરાંબાઈની ભક્તિ પ્રત્યે ઈર્ષા વિષયાનંદે મીરાંબાઇનું શિયળ ભંગ કરવા મોહીનીની કબુલાત.

પ્ર. ૫ માં—કુંભારાણાના દરબારમાં મીરાંબાઇના લગ્ન સંબંધી ખાંડુ લઈ આવવાવાનું કહેવા રાજ ગોરનું આવવું ને ખાંડુ લઈ વિષમસીંહને મોકલવા સાથે તે આનંદમાં ઉત્તમ પ્રકારનો વારાંગનાઓનો નાચ

પ્ર. ૬ માં—નિરયવાસી મહન્તે શ્રી ગિરધરલાલજીની મૂરતી મીરાંબાઇને આપવી મોહીની તથા સુભદ્રા અને પૂષ્પસેનનું મીરાંબાઈ સાથે ચીતોડ તરફ રવાના થવું.

પ્ર. ૭ માં—મીરાંબાઇના ઓઝણાનું ચીતોડ તરફ રવાના થવુ તેની સાથે મોહીનીના પ્રપંચથી વિષયાનંદનું પણ ચીતોડ જવું.

પ્ર. ૮ માં—પદ્માવતિનું તેની સખીયો સાથ ગરબે રમવું પસંદ કરેલ છબી મુજબ પૂષ્પસેનનો ચ્હેરો મેળવવો પૂષ્પસેને છબી નીચેનો દોહો વાંચતાં મેવાડના ચંદાવતનો પૂત્ર છે એમ જાહેર થવું ને બન્નેનું પવિત્ર પ્યારમાં જોડાવું.

પ્ર. ૯ માં—દુષ્ટ વિષમસીંહ તથા મોહીનીના ભરમાવ્યાથી કુંભારાણાનું મીરાંબાઇ પ્રત્યે ગુસ્સે થવું અને કુળદેવીના દર્શન કરવા સારૂ વરઘોડિયાંએ તૈયારી કરવી વિગેરે.

પ્ર. ૧૦ માં—કુળદેવીને મીરાંબાઈ નહિ નમવાથી કુંભોરાણો તેના પર અત્યંત ક્રધાયમાન થઈ ભૂતવાળા મ્હેલમાં મીરાંબાઇને રાખવા વિષમસિંહને હુકમ આપવો.

પ્ર. ૧૧ માં—વિષયાનંદ તથા મોહીનીની પ્રપંચની વાતો ત્યાં સુભદ્રાએ આવી તેમ નહીં કરવા નીતી ભરેલા વાક્યોનો બોધ કરવો.

પ્ર. ૧૨ માં—ભૂતવાળા મ્હેલમાં મીરાંબાઇનું આવવું ત્યાં શ્રી કૃષ્ણ ગિરધરલાલજી આવી મીરાંબાઇને ધીરજ આપી જવું સાસુ નણંદની નીચતાની શરૂઆત વિગેરે.



# અંક બીજો.

પ્ર. ૧ માં મીરાંબાઈ પાસે કોઇ બીજો પુરૂષ આવે જાય છે એવું વિષયાનંદે વિષમસિંહને કહેવું રાણાને તેડી જવા અને તે બાબત આત્માનંદની ના પાડવી વીગેરે

પ્ર. ૨ માં—પૂષ્પસેનના પ્યારમાં ઘેલી થએલી પદ્માવતિ મીરાંબાઇને મળવાને બાને ચીતોડ આવી પૂષ્પસેનને મળવું અને પૂષ્પસેનના કહેવાથી સ્વયંવરની તઇયારી કરાવવા પદ્માવતિ એ તેના પીતા પાસે જવું.

પ્ર. ૩ માં—મીરાંબાઇ પાસે શ્રીકૃષ્ણગિરધરલાલજીનું આવવું કુંભારાણાનું ઉઘાડી સમશેરે મીરાંને મારવા આવવું મીરાંબાઇનાં ચાર સ્વરૂપ થવાં ને રાણાનું ડરી ભાગી જવું:

પ્ર. ૪ માં—કુંભારાણાના કહેવાથી વિષમસીંહે મીરાંબાઇને ઝેર આપવા જવુ ને આત્માનંદનું તેમ કરતાં અટકાવવું.

પ્ર. ૫ માં—મીરાંબાઇની આજ્ઞાથી સુભદ્રા તથા પૂષ્પસેનનું રાણાજી પાસે જવું તથા વિષયાનંદની યાચનાથી મીરાંબાઇયે અંગદાન દેવા તૈયાર થવું મીરાંબાઇના બોધથી વિષયાનંદનું શુદ્ધ થઇ ભક્તિમાં જોડાવું ત્યાં વિષમસીંહનું ઝેર લઈને આવવું મીરાંબાઇયે શ્રીકૃષ્ણગિરધરલાલજીનું ચરણામ્રત ધારી ઝેર પી જવું.

પ્ર. ૬ માં—કુંભારાણાની નવી રાણી મીરાંબાઇના મતને મળતી થવાથી રાણાનું ગુસ્સે થવું. સુભદ્રાનું રાણાને ભક્તિ માર્ગમાં પ્રેરવા આવવું પૂષ્પસેનની વિચીક્ષણ બુદ્ધિપર રાણાનું ખુશીથવું. તથા રાણાના પટાવત ચંદાવતનો પૂત્ર છે એમ પૂષ્પ સેનનું પ્રગટ થવું.

પ્ર. ૭ માં—મિરાંબાઇની શ્રીકૃષ્ણગિરધરલાલ પ્રત્યે ભક્તિની પ્રશંસા સાંભળી અકબર બાદશાહે તાનસેનને સાથે લઇ પરીક્ષા કરવા આવવું ભક્તિ જોઇ ખુશી થવું વિષમસિંહે કુંભારાણાના કહેવાથી મીરાંબાઇને સાળીગરામનું નામ દઇ સરપનું આપવું વિગેરે.

પ્ર. ૮ માં—મીરાંબાઇને મારવાના અનેક ઉપાયો કરતાં મીરાંબાઇ મરતાં નથી એવું જાણી રાણાનું ગભરાવું મીરાંબાઇને કાઢી મુકવાનો ઠરાવ કરવો.

પ્ર. ૯ માં—મહાત્મા તુલસીદાસે મીરાંબાઇની પ્રશંસા કરવી ત્યાં તેને વૃંદાવનમાં જવા કહેવું ગણાજી વિગેરે એ આવી મીરાંબાઇને કાઢી મુકવાની ધમકી આપવી ત્યાં શ્રીકૃષ્ણ ગિરધરલાલજીનું આવવું અને મીરાંબાઇને વ્રજમાં લઇ જવાં વિગેરે.



## અંક ૩ જો.

પ્ર. ૧ માં—વ્રજના રસ્તામાં કરી રાખેલ સંકેત પ્રમાણે વિષમસિંહે મીરાંબાઈને મારવા આવવું આત્માનંદ વિગેરેનું સમજાવવું ને ત્યાં વિષમસિંહનું ગાંડુ થવું.

પ્ર. ૨ માં—વૃંદાવનમાં મહાત્મા શ્રી જીવી ગોસાંઇજીનું મંદીર ત્યાં મીરાંબાઇનો અને તેમનો ધર્મ સંબધી સંવાદ.

પ્ર. ૩ માં—પદ્માવતિ પોતાની દાસી મારફતે પોતાના પીતા રણમલ રાઠોડને સ્વયંવર કરવાનું કહેવરાવવું.

પ્ર. ૪ માં—સુભદ્રાના સદબોધથી કુંભારાણાનું પીગળવું મીરાંબાઇ વ્રજમાં ગયાંના ખબર મળતા ત્યાંથી પાછાં લાવવા માણુસો મોકલવાં વિગેરે.

પ્ર. ૫ માં—પદ્માવતીના પીતા રણમલ રાઠોડે પોતાની પુત્રીનાં પુષ્પસેન સાથે લગ્ન કર્યાં અને પોતાને પુત્ર નહીં હોવાથી પોતાનું રાજ્ય પણ તેનેજ સોંપી તેની બહાદુરીના વખાણ કરવાં.

પ્ર. ૬ માં—મીરાંબાઇ તથા સર્વ ગોપીઓનું શ્રીકૃષ્ણ ગિરધર લાલજી સાથે દાણ લીલાનું રમવું મીરાંબાઇની ઇચ્છાથી દ્વારકાં લઈ જવાં; રાણાનાં તેડવા આવનાર માણસોનું મીરાંબાઈ દ્વારકાં ગયાનું સાંભળી દીલગીર થઈ પાછું જવું.

પ્ર. ૭ માં—મીરાંબાઇ પાછળ રાણાનો પશ્ચાતાપ મીરાંબાઇ દ્વારકાં ગયાની ખબર મળવા અને તેથી દ્વારકાં જવાની તૈયારી કરવી.

પ્ર. ૮ માં—પુષ્પસેન અને પદ્માવતિનો પ્રેમ ભર્યો વિનોદ અને ત્યાંથી વરઘોડિયાનું મીરાંબાઇના દર્શન કરવા દ્વારકાં જવું.

પ્ર. ૯ માં—શ્રી દ્વારકાંમાં રણછોડરાયજીના મંદીરનો દેખાવ મીરાંબાઇની પ્રભુ પ્રતી અપુર્વ ભક્તિ કુંભારાણાના આગ્રહથી મીરાંબાઇની પ્રભુ પાસે ચીતોડ જવા આજ્ઞા લેવી ત્યાં રણછોડરાયજીના તેજ સાથે મીરાંબાઇનું સમાઇ જવું પ્રભુ ભક્તિનો વિજય વિજય, શાન્તી, શાન્તી, શાન્તી.





શ્રીકૃષ્ણ ગિરધરલાલજીના શ્રેષ્ટ ભક્ત.

# મીરાંબાઇ નાટકનાં ગાયનો

---

સુત્રધાર— (૧)

વન્દુ વિભૂ વિશ્વાધાર, ભૂમિ મધ્યે અવતરી હરતા ભાર;
ઓવિઘ્ન બાળી, કુબુદ્ધિશાળી દુષ્ટોને ટાળી, અજર અમર......વન્દુ
ન્યાય સ્થાપી વેદપાજ રાખી, સુખનો સમાજ સંત કાજ;
શ્રદ્ધિ શ્રેષ્ઠકારી દેવ શિરતાજ.............................વન્દુ

નટી— (૨)

વ્રજ વનવસિયા મુજ ઉર હસિયા,
જોઈ મુખ ભાગે સુખ જાગ દૂખ બનનાં...........વ્રજ.
ધારણગીરી નરવરા આધહરા
જસોમતિ ધરીરતી, તન મન નિજ ધન...............વ્રજ.
કુદી કાલિંદી મહીં નાથ્યો કાળીનાગ,
માર્યો મામા કંસને, લહી લાખેણો લાગ;
મહી લુંટી ફુટીને ખાધાં પીધાં ખાંતે નાથ.
એવાં કીધાં ચરિત્ર ગાઉં તે બનારી માથ;
કરણુંદારં, ભરણુંપાર, વાહ ! વાહ? વાહ !

મીરાંબાઇ— ( ૩ )

પરણી નિજ ધરૂણી કરી નવ નજાય ગિરધરલાલ
અવીનાશી તમદાસી, કરી પ્યાસી ગયા નાશી,
પ્રણતપાળ પ્રભુ દીન દયાળ ધરી ઉર વહાલ;
ધો દરશ હાલ, તજીશ દેહ, કરીશ ખેહ.
સરવ સ્નેહ અધમ એહ
સંબંધ આગળ હાથ, નવ છોડશો..................પરણી.

કૃષ્ણ—મીરાં— ( ૪ )

કૃ—પ્રિતી રીતી ધારી અતી જાણ્યો મને જગપત્તિ
વિરહ ન થાય હવે બીજું ના
મી—કદી નહી ભૂલી જસો ભામીનીને ભગવત
તમ વિણ ઘડી પણ જીવું ના,
કૃ—પાળીશ પ્રિતી ધારો ન ભીતી લીધીજ જીતી પ્યારી મને
મી—મીન રહે નહીં નિર વિના, તેમ હું તમ વિણ નાથ,
કૃ—પ્રેમ બંધનથી બાંધીઓ, સદાય વિચરીશ સાથ પ્રિતી.
મી—જીવન મુક્ત થઈ જગતમાં, નિરંકુશ પદ પ્રેમ
કૃ—એવું પદ પામ્યા પછી કર્મ તણો નહી નેમ..........પ્રિતી

જયમલ, મીરાં, સાધુ, વીગેરે—(૫)

જય—ખરૅ પરમ ધરમ ધર્યો મીરાંએ મન.
સાધુ—કરી અચલ સુમન થશે પ્રભુ પ્રસન્ન,
મીરાં—હુંતો નાગી નાગું પ્રભુ ગરૅ તન મન ધન,

રોમ રોમમાં અવાજ ગિરધારી નામના તે કદી ટળે નહીંજ

જય—મૂર્તિની છે કામના,

મીરાં—કામના સત્ય હું હરી જાસ,

જય—વારે વા દાસ..........................ખરે

મીરાં—આજ મુજ લોચનો થયાંજ ત્રપ્ત દર્શેવી નાથને તજું નહીં

સાધુ—હું આપી દઈશ હર્ષથી.

મીરાં—ખુશીથી નેક પરખો ટેક;

જય—વાહ વિવેક......................................ખરે

પદ્માવતી, દાસીઓ— (૬)

પદ્મા—હા હા હુંશું યૌવન ભરી ભામિનીરે એ છે મારા પતિ.

દાસી—વાના મળ્યાં વિધુને વળી જામનીરે જોડી શોભે અતિ.

પદ્મા—ચાલ રૂડી ચાલતી હંસણી લગ્નવતી યોવનમાં મહાલતી રંગ ભરી હું.

દાસી—કામ તણી કામની સુંદર જે સ્વામની તેથી અતિ આપની શોભા કહું.

પદ્મા—પ્રીતીને પરખી હૈયામાં હરખી નેહેથી નીરખી જોડી મેં સરખી

દાસી—વારી વારી રૂપથી વા, વા, વા, વા, તરૂણી તુજ મતિ હા

પદ્મા— ... ... ... ... ... ... ... ...હા હા

આત્માનંદ—વિષયાનંદ ( ૭ )

આત્મા—જારેજા, જારેજા, જારેજા, આ તારૂં મોઢું અહીંથી તું બાળ

વિષયા—વારેવા, વારેવા, વારેવા, જપું છું જુવતીની નિત માળ.

આત્મા—સુધાતજીને કાં વિખતું ખાય. શુક તજી શીદ કામને અહાય

વિષયા—સામની સત્તાને માનું'ની માળ, પ્રેમદા પૂરણ છે પ્રતીપાળ.
આત્મા—વિકટવાટછે ત્રોભાઇ, મારા બોલવું ઉરમાંતે.
વિષયા—સંપતિ મારી તું દેખી, શકે નહીં તેથી આવાં વેણુ કે.
આત્મા—ધિઃક ધિઃક ધિઃક ધિઃક તને, હીતકરણુહારને વેરીગણે.
વિષયા—ઠીક ઠીક ઠીક ઠીક હવે થઇ, શીદ તારી મેળ જ્ઞાની ભણે.
આતમા—.........................................બારેજા.

કરૂણાર્ણીઓ—　　　　( ૮ )

ચીરંજીવી સુજાણ મધુરી વાણુ વદીએ આજ.
રણી કુળ કેરા તાજ........................ચીરંજીવી,
ધરમ કરમ કરણુ હાર, પરમ શરમ ધરણુ હાર,
ન ગી લાગી કહી સારંગપાણી, સુખીસદા કરો તિમીર ભાણ,

કંચનીઓ..　　　　( ૯ )

સાપમ ગમરે સાનીસાધપમ ગરેગ
પનીધસાનીરે સાગરેપમગરેનીસા..........સાપ
પમપમ પપ મપમપ ધધ પપપપ નીની
ધનીધની સાસા પમપમ ગગ મગમગરેરે ગરેગરેસાનીધનીસા
પમ ગમ પસાસા પમ મમ ગરેસા
પમ ગમ પસારે ગરેસાની ધનીસાસાસા
મરે ગરે સાનીસા પગપગ રેસાસા મમરેસા
ધની ધનીસાસા સા પ રે ધ પ મ ગરેસા

**જયમલ-મીરાં—** ( ૧૦ )

**મીરાં**—ગિરધર મૂરતી આપું ચીન્તે ઝટપટ અરપો પિતા પ્રીતે
કમળ સરીખાં નયનો જે મુજ મનનાં ઠરનાં તે
પૂજ્યપ્રિત ધારીનેનિત રૂડેરીતેત ગાઇશ ગીત,
જે ચરણથી પ્રગટ થઈ જગ પાવની શુભ સુરસરી,
જે ચરણથી અધમ અબળા, અહલ્યા પલમાં તરી
જે ચરણ છે કમળ સમ મુનિ મનમધુપ રહેતા ઠરી.
તે ચરણ પુજશ સદા અરપો પિતા કરૂણા કરી

**જય**—મુજ. પુજ્ય મૂરતી બ્હેન મીરાં ટેક દ્દ તમ જોઈને
આપુ છું ગિરધરલાલ રહેજો ચરણમાં મન પ્રોઇને

**મીરાં**—આશીશ આપું આપને પિતાપરમ મમ પ્રિતથી
વધજો સુયશ સાથે સુઆયુ દાન માનની રીતથી ગિરધર

**મોહીની તથા વીષયાનંદ** ( ૧૧ )

**મોહિની**—વાહવા વીષનામી પ્યારા વાહ લાગો છો અમરત ધારા

**વિષયા**—આહા વચન શાં ત્હારાં—વીણુએ બનાવી વાચાં
"જુગતે જુગતી જોડી—એક અંધો બીજી ખોડી."—ટેક

**મોહીની**—વાહવા જુવતીના જોડીઆ જુવાન છો

**વિષયા**—તું પણ પ્રીતીની પુતળી સમાન છો.

**મોહિની**—બહાદુર સાચા (૨) મીરાંનુ જો દાન લ્યો—તો વાહવા

**વિષયા**—પ્રેમ કટારી મારી મુજને એ ઘા રૂઝવવા માટે
મીરાંને છળબળથી ઝડપી દઉં તને પ્રીતી સાટે—વાહવા

મોહિની—મીરાં સરખી મોહીનીનું પણ વિહ્વળ મન કરનારા છે.
મોહિનીના અંત્તરમાં પણ વિષયાનંદ પ્રીત ધરનારા છે.
વિષયા—વાહવા ! રંગીલી ? તું પણ ગુણવાન છે—વાહવા

પશ્ચાત્તે—દાસીઓ (૧૨)

જીવનજીરે જીવનજી પધાર્યા પરદેશ, મુકી બાળ વેશરે, જુગજીવનજી
દીવાળીનો વાયદો વાલીડે વિતાવ્યોજો
વાયરા વાયાનોય નાવ્યારે જુગજીવનજી........જીવનજીરે
જોશ જોશી પાસે જોવરાવ્યારે તોય નણુદીનો વિર નાવ્યા
કાગ પાસે શુકન જોવરાવ્યારે તોય કંથે સંદેશડા નકાવ્યા
પીયુડા, જીવડો, વિરહે જાશેજી
રાતલડીરે રઢીયાળી રંગિલી વ્હાલા વિનાની વેરણ થઇરે
રોઇ રોઇ આંખથી આંસુડાં ખુટયાં.
સેજ સઘળી ભીંજાઇ ગઇરે...............( રોઇ રોઇ )
ક્યારે પધારશેને પ્રિત રીત પાળશે
ટાળશે કામના તાપનેજી (૨)
સેજ સમારી હું તો ફુલડાં પાથરંને
જપું છું જીવનજીના જાપનેજી ( હા હા હા હા હા )

પશ્ચાત્તિ—પૂષ્પસેન (૧૩)

પૂષ્પ—ગોરી ગુણીયલ જાશું અમારે ગામરે.
પદ્મા—નારી નીશ દીન નહિં ભુલે નાથ નામરે
માળ ધારી હાથે કહીશ સ્વામી સ્વામી,
શિશ, સ્નેહે નામી, જેમ ભક્તી ગામી જપે રામરે

પુષ્પ—.........................................................ગોરી.

રાજ કુંવર રૂડા અતી અવનીમાંહી અનેક

પદ્મા—દુધથકી જીવે નહી મીનતણી એ ટેક,

પુષ્પ—એમ કરતાં કસોટી જો કંચન થાશો

ગુણ મારા ગાશો પ્રિત પાણી પાશો.

પદ્મા—હું જ રતિ, થાશો આપ કામરે

પુષ્પ—.........................................................ગોરી

કુંભોરાણી—　　　　( ૧૪ )

કુડીરાણી વામી જાણી વિષભરી, ખારી સુણી વાણી,
વિષમ વિચારૂં હૃદય વિદારૂં, સમશેર મારૂં મુજ મન ઠારૂ
એ મનહરણી મુજને પરણી, વિક્રમ ધરણી થાવશું તરૂણી
જોઉં શીરીતેએ બોલીનેજીતેએ, દાકહેમુખેપીકુદુ:ખે સુવેસુખેન

મીરાંબાઇ—　　　　( ૧૫ )

છોડ્યું છે કુટુંબ હમારૂ રે—સાંવરા
તું સારૂ પ્રભુ તું સારૂં.
સંસાર સાગર મહા જળ ભરીયારે,
ત્રીકમ થજો તમે તારૂ રે—બેલીડા.
ખાવુંને પીવું હસવું ને રમવું વાલા,
તે તો લાગે છે મુને ખારૂં રે.—સાંવરા
કથા નેકીરૂતન સંતોની સેવાવાલા,
તે તો લાગે છે મુને પ્યારૂ રે—બેલીડા

મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરનાં ગુણુ,
ધણી બીજો નહિં ધારૂં રે—સાંવરા

**મોહીની વિષયાનંદ સુભદ્રા— ( ૧૬ )**

**વિષયા**—મનહર કમલ વદનીને કનક કદળી
નાર અનુપમ આકૃતિની તરણુ તારણુ છે.

**મોહી**—નખ શિખ મદન મૂરતીને નયન નમણાં;
છેલ નરનાર પુરૂષ પ્રિતે મનડું હારણુ છે.

**સુભદ્રા**—હરિ ભજયા વિના ધિક્કાર છે જનનીને પેટ હાલો ભાર છે,
પથરા જેવાં નરનારીયો રમત વિષઇ જે જારીયો.

**મોહી**—પુરૂષોને અ . . ધા . યે, નયનોનાં બાણુ મારીયે.

**વિષયા**—સલુણી આ સુંદરીઓને નિસારે જગમહી જનમીને તે
જખ મારે

**મોહી**—સકળ સાધન સુખનાં એ પૂરૂષ પોતે છે.

**સુભદ્રા**—તારૂં મોઢું બાળ ફરે ઉઠે છે ઝાળ -

**વિષ**—... ... ... ... ... ... ... ... ...મનહર

**મીરાં—કૃષ્ણ— ( ૧૭ )**

**મીરા**—આવ્યા આવ્યા મારે આંગણે આવ્યા માવા,

**કૃષ્ણ**—પ્રિતિ પેખી મીરાં તમારી સાચો વાવા,
" ટેક પુરશે ગિરધરી લાજપરી ખાસકરી.

**મીરાં**—.............................................................આવ્યા.

**કૃષ્ણ**—પટ નીરખ્યા મેલો થયાં પણ નીરમળ નહીં એક

મીરાં—મમત્વ નીરમળ નાથજી તમ બાનાની ટેક. આવ્યા.
કૃષ્ણ—બાળ સરપથી માવડી વાસઅનળથી ગાય,
મીરાં—માયાથી નીજ ભકતને પ્રભુ રક્ષવા ધાય. આવ્યા.

મીરાં—મોહીની—સુભદ્રા (૧૮

માજી, બહેન વિગેરે.

મીરાં—હાહા મે ધાર્યો સાચો ધણી દીન દયાળ.

માજી } જુઠાં બોલી કુળ લાજ સંભાળ
બેહન } પ્રીતમ તારો રાણો મહીપાળ

તેને તજી ભજે કૃષ્ણ ગોપાળ. હા હા

મીરાં—વહાલું મુજને વીશ્વમાં, કૃષ્ણ વિના નહિં કોય,

પ્રાણ તણી પરવા નથી, એથી અધીક શું હોય

માજી } નફ્ટ ન બન નકટી કપટી તું
બેહન }

મીરાં—કૃષ્ન નાક, કોની ધાક.

માજી } મીરાં બાન રાખ.
બેહન }

મીરાં—ચેતો ચેતો ચેતો મોત ભમે માગે, વેળા આપી નાથે.

બાનથી ભજન ગાઓ રૂડા ગાથે.

ભકત લાજ રાખે પ્રભુત પાલ.

પદ્માવતિ-પૂષ્પસેન (૧૯)

પદ્મા—પડો પંથે પ્રિતમજી વિનતિનાં વેણમારા સમજી

પૂષ્પ—વદો વદોને રમણી નખરાળાં નેણુભરી નમણી.
પદ્મા—સ્વામી ભક્તિથી ભાતકીને તારશો.
પૂષ્પ—થઈ તરણી સંસાર સિંધુ તારશો.
પદ્મા—સારો ગણું વિયોગ મન જેમાં મળવા આશ.
પૂષ્પ—બુરો અતિ સંયોગ ત્યાં અલગ થવાનો ત્રાસ.
પદ્મા—પ્રિતીની રીતીથી પ્રેમી મળાય
પૂષ્પ—નેકીની ટેકીથી પ્રિત્તુ પળાય
પદ્મા—એ ઉરમાં ગુણુ ધરીએ વાલમજી
પૂષ્પ—ત્યારે સ્હાય થાય સ્હેજે મોહનજી
પદ્મા—..........................................પડો

કૃષ્ણુ—મીરાં (૨૦)

મીરાં—વાહ ? વાહ ! વાહ ! વાહ ! નાથ પાસ પામી બોધ
કૃષ્ણુ—જપ તપ શમ દમ સકળતજીધ્યો મમપદપંકજ હૃદય સજીધ્યો
અમીયસમ વચન કેમ વિસારૂં પરમહીત સમજી ઉરે ધારૂં
મીરાં—તનમન ધન મમ તમપર વારૂં
... ... ... ... ... ... ... ... વાહ ?
સંસારી સહુ ઝેર સમા મુજ મનથી વ્હાલા
કૃષ્ણુ—એવી દ્રઢતા દેખી થયોછુ વશહુ બાળા
જેમ બરફને નિર મળે છે તેમજ મળશો
મીરાં—કરૂણા કેશવ કરી મારા સુઉરમાં બળશો

મીરાં—કૃષ્ણુ ( ૨૧ )

મીરાં—મારા મનથી ગિરધારી નામની લેલાગી.

કૃષ્ણ—તમે સંસારીમાં જોયુ રે જાગી મીરાં તમસમ નહીં કોઈ બાગી
મીરાં—નરવર સુંદર મુજ મન મંદિર અંદર એકજ છો વસિયા
કૃષ્ણ—મનહર ભક્તિ તમ ઉર ઝરતી શક્તિ ગુણ ઉરમાં ઠસીયા
મીરાં—મુજ શુભ થાયે આપ પ્રતાપે એથી સુગુણ મમ ઉરમા બાણીયા
કૃષ્ણ—હ્યો મુક્તિ
મીરાં—ઘો ભક્તિ... ... ... ... ... ... મારા મનથી

સાધુમંડળ— (૨૨)

ઉઠ બાઈ તું બેઠો થાશું સુતો સોડ તાણીરે સમર રામનેજી
નામ નાવછે ભવાબ્ધી તરવા ભજને સારંગપાણીરે વિસર શામનેજી
મળે વાયરે વાદળાં વાયે વિખરી જાય
રૂણસબંધે સહુ મળ્યાં લઇ દઇ પંથ પળાય.
મુરખ મનવા મોટપમાની માયામાંહી મોહમાંરે મરણુ માથછેજી
ઉત્તમ અવસર આજે આવ્યો ખોટો જાણી ખોમાંરે હીરો હાથછેજી
મારાં મારાં શું કરે સુતવિત દારાગેહ
ભજન હરીનું ભુલમા દુર્લભ પામી દેહ... ... .. ઉઠ

મીરાંબાઇ તથા સાધુઓ— (૨૩)

સંતજનોને મહા દુખ ઘો છો વાલા
ભક્તજનોને મહા દુખ ઘો છો વાલા
કાણુરે જપે તમારૂં નામ
સદગુરૂ બાનાની લજ્જા રાખજો,
બળતારે દાહમાંથી બાળ ઉગાર્યાં વહાલા

ઉગાર્યા મંજારીના બાળ... ... ...સદગુરૂ

મેતા નરસિંહનીરે હુંડી સ્વીકારી વ્હાલા

તમે દ્વારીકાના નાથ... ... ... ...સદગુરૂ

બાઇ દ્રૌપદીની લજ્જારે રાખી વાલા

ચીર પુર્યાં છે નવલાખ... ... ... ...સદગુરૂ

બાઇ મીરાં કહે છે પ્રભુ ગીરધરનાં ગુણ

જનમો જનમ તારી દાસ ... ... ...સદગુરૂ

રાણી–સાસુ–નણંદ— (૨૪)

સાસુ
નણંદ } —વિચારો વિચારો વાંકું વહોમાં ખાતેકાં થાઓ ખુવાર (રાણી)

રાણી—મીરાં સરીખા ન માનવી જગમાં જેણે કર્યાં હી પોતાની વ્રગમા

સાન—... ... ... ... ... ... ...વિચારો

રાણી—સાસું કહેતાં દુઃખ આવે તે સહીશ મારીજીભે કદી ખોટું ન કહીશ

બળેને જીવડો મારો જાય, વ.મજો સુખડાં.

સાન—પામજો દુઃખડાં

રાણી—(સાસું કહેતાં સાસુજી કાં રીસ ધરોછો)

સાસુ—(રાણીજી થઇ ગુણ ગાવાનું કામ કરોછો) વિચારો

રાજા—પૂષ્પસેન— ( ૨૫ )

રાજા—સુણે પ્યારી બે તું શાણા સુત રાજ તાજ

સહુ સોંપી હું તુજ સુખ સાજ આજ

સમરસિંહ સમ શૂરવિર થઇને

વિજય ધાર ઝટ ધિર ઉર લઇને
આશિશ આપું થાય સફળ કાજ ... ... ...સુખે
પુષ્પ—અગાળ રામ સમ નિતિ રીતિ ધરવા
સકળ પ્રજા સુખિ નિશદિન કરવા
પાળીશ પ્રભુ સહુ નીતિની પાજ ... ... ...સુખે

સાધુઓ— ( ૨૬ )

હરી મારા હૃદયે રહેજો પ્રભુ મારી પાસે રહેજો
ભોજે ન્યારા થાતારામ મને તે દીનનો વિશ્વાસ છે
મીરાંબાઇને મારવા જ્યારે રાણે હઠો લીધો રામ મને
ઝેરનાં પ્યાલા મીરાંબાઇએ અમૃત કરી આરોગ્યા રામ મને
ધના ભગતે ખેતર ખેડ્યું, વેણુ વાગી ઘેરે આવ્યા રામ મને
સંતજનોના પાત્ર પુર્યા ત્યારે ધનનાં ગાડાં ઘેરે વાળ્યાં રામ મને
જુનાગઢના ચોકમાં જ્યારે નાગરે હઠો લીધો રામ મને
નરસિંહ મહેતાની હુંડી લઇને દ્વારીકામાં દીધો રામ મને
સબરી કેરાં એઠાં બોરાં પ્રેમે કરી આરોગ્યા રામ મને
ત્રણુ ભુવનના નાથ તમને મીરાંબાઇએ ગાયા. રામ મને

તાનસેન— ( ૨૭ )

વાવા શ્રી મીરાં તુમ ભકતનકે શીર મોર
પારસ મનિ સમ હરીકી ભક્તિ સો તુમને લઇ દોર. વાવા
ગોવરધનધર પતિ કીએ નિજ લે હરકો મન ચોર. વાવા

આત્માનંદ વિષયાનંદ મોહિની વિષમસિંહ ( ૨૮ )

આત્મા—દૂર હો દુષ્ટ કામી કલંકી તું દૂર

અનાડી અભાગી લાર્ં મોઢું ભાગી થા દુર ... ફૂર છો

મોહી—નટખટ ખટપટ નરે તું શાને કાં અમારી શઠ વાત ન માને

મીરાંબાઈ તુંથી કદી નવ મરશે ,,તુંજ મરશે સહ મુખપર થુંગ

વિશ્રમ—(ભગત જગતને ઠગવા થાતા ઘરઘર ટુકડા માગી ખાતા

નારી માંસ મદીરે માતા,

મોહી—ચૂપ ચૂપ ચૂપ ખર ફૂર ... ... ... ...ફૂર છો

રાણા—રાણી— ( ૨૯ )

રાણા—મારી રંગીલી છો રામા ચાહું ના હું બીજી

રાણી—સ્વામી સદાયે સેવું હું ઉર અતિ રીઝી

રાણા—સાચી છે તમારી નેકીટેકી પ્યારી

રાણી—વારી વારી બલીહારી પ્યારી આ તમારી

રાણા—વ્હાલી વાવા અંતરનો આરામ ... ... ... મારી

શ્રી તુલસીદાસજી— (૩૦)

દોનો સીયારામ મમ ઉર ધામ કરો સબ જનમ અનુજકોં લે

વિરામ કરની દુઃખદ હરની, અમીય ઝરની,, હ્રદય ભરની દોનો

જ્યોં આદિ કવિ ઉર બસેં દિયો ભવિષ્યકો જ્ઞાન

ત્યોં મમ ઉર બસકે પ્રભુ કરો સકલ કલ્યાન ... ...વિશ્રમ

જ્યોં શિવ મન માનસબસો મનહર રૂપ મરાલ,

ત્યોં મમ મન બસકે પ્રભુ હરો સકલ ભવ સાલ, વિશ્રમ.

મીરાં—તુલસીદાસજી (૩૧)

મીરાં—ભક્તિ એવીરે ભાઇઓ એવીરે તરસ્યાને પાણીના જેવી.

જુવતી જલ ભરવાને જાયેરે, સામી સખિયો મળીવાતો થાયે.
બેડું નિરધારીને લેછે તાળીરે, મુખે હસે છે વારી વારી.
બેડું ચિતથી નથીરે વિસરવુંરે, એવું હરી ચરણે ચિત્ત ધરવું.

તુલસી—એક ભમર, કમળમાં રહે છેરે
તેને વાસના, કેવી ગમે છે.
સાંજ પડીને, કમળ બીડાયુંરે,
અકળાયોને, કયાંઇ ન જવાયું.
એને કમળની પ્રિતે મરવુંરે, એવું હરિ ચરણે ચિત્ત ધરવું.

બેશ—ભક્તિ એવીરે, ભાઇઓ એવીરે.

ચિદઘાનંદ આત્માનંદ વિગેરે—(૩૨)

જેને હ્રદયે રામ છે, ભાઈ તેને સુખ આરામ છેજી,
મહાન મોંઘી મણી મળેલી, પારસ જેનું નામ છે......ભાઈ
કલ્પદ્રુમને કામસુરભી, આંગણ આડે જામ છે...ભાઇ
તેને તજીને ભવ સુખ ચાહે, કપાળ કાળો ડામ છે...ભાઈ.

( ૩૩ )

હુરીજનો

હરી વેણુ વાય છેરે હોવનમાં, તેનો નેહ વાધ્યો મારાતનમાં.
ચીનડામાં ચટપટી રેહો લાગી, જીવન જોવાને હું જાગી.
રસીયાજીને રેહો રાગે, વ્યાકુળ કીધાં છે વૈરાગે.
ગતમત ભુલી રેહો ગ્રેહની, વનમાં બંસીવાગી વેહની
ધીરજ ધરીયા રેહો ધ્યાને, કાંકણનેપૂર બાલ્યાં કાને.

સેયેકાજલરે હોસાર્યાં, વેહમાં બાળકને વિસાર્યાં.
પ્રીતમ પરવશ રેહો કીધાં, લજ્જા લોપી મન હરી લીધાં.
કંઈ કોઈ વાર્યાં રેહો કંથે પ્રભુજીને મળવા ચાલ્યા પંથે.
ત્રીભોવન નિરખ્યા રેહો તમને. અંગમાં આનંદ વાધ્યો અમને
વાલમ જોય.રે હો વનમાં, મીરાંબાઇ મહાસુખ પામ્યા મનમાં

પદ્માવતિ— ( ૩૪ )

કહેનેશે દિન જાયેરે, એ વ્હાલા વિના..........કેહેનેશે.
દિલમાં કાંઇ કાંઇ થાયેરે, એ વ્હાલા વિના......કેહેનેશે.
સેજમાં સુતાં ઉંઘ ન આવેરે, ભોજનીયાંનો જરા ન ભાવેરે,
સ્વપ્ના માંહી સતાવેરે સતાવેરે, એ વ્હાલા વિના......કેહેનેશે.
પ્રેમની પિડા તે કોઇ ન જાણેરે, જેને કહિયે તે ગાંડી પ્રમાણેરે.
બાળે છે અગ્ની આ ટાણેરે, (૨) એ વ્હાલા વિના......કેહેનેશે

કુંભોરાણા— ( ૩૫ )

શરણુ ચાહી પ્રભુ અર્જ કરૂં છું. અતિ મુજ પાપોથી ઉરે ડરૂં છું
પાપ કરંતાં પાછું ન જોયું, રાજ્ય મદિરાથી મદાન્ધ ફરૂં છું.
મીરાં સરીખાં સંતને સંતાપીયાં છે મેં અતિ.
મરવું નથી એવુંજ માની અધમ કિધી છે કૃતિ.
પામ્યો અમોલો દેહ પણ ઉપયોગ ખોટો આદર્યો.
હાથે ચડ્યો હીરો છતાં મેં કાંકરા તોલે કર્યો.
'પામર ગણી મુજને કર ધરજો ધ્યાન ધરણીધર શ્રી નાથ ધરૂં છું શરણુ

કૃષ્ણ— ( ૩૬ )

સરપર ગાગર ધરકર ગજગામીની ઉથલાતી આવે

બોલીશી ભામીની ધુતી દામીની પ્રિય કામીની
ગજ ગામીની ... ... ... હથલાતી
હસહસ ભુમીપાય દેવે નભ નચે લાય દેવે
મુખસોં હ્યુ ગાય દેવે અમૃત બરસાઇ દેવે
નીસી અંધીયારી ભારી મેં ધુતી દામીની
પ્રિય કામીની ગજ ગામીની ... ... ... હથલાતી
(ના—ય—કે—)

કૃષ્ણ તથા ગોપીયો— ( ૩૭ )

નિરત કરત નટવર ચટમટ સહુ લપટી ઝપટી.
સંગીત પ્રિતસોં થઇ કતકતા થઇ કતકતા ... ... ની
ઉમટ તસખી તતતત થૈથૈથૈ ઝીનઝીન
ઝીનનન ઝીનકીઝીનકી લઇ તાતા કીનકી
કીનકી લઇ તીકતીકતીકતીકતીકતીકતીક
તાથોંગા તાથોંગા તાચલત સુલફગતી ... ... ... ની
બાજત મૃદંગા ધીધીકીટ ધુરકટ
ધુરકટ ધધ મધધુની ગુમં ધીનનં ધીનકી
લઇ દાગડતી દોંકટતી દાગડતી દોંકટતી
પરન પરત અતી ... ... ... નીરત
સાર લીયોરી રીતી ગાનકી મહા મરકસો
પન લહીપારક ધીનંધીનં વૃજનીધી
સર્વ સીદ્ધી શ્રી રાધેવર ... ... ...

આત્માનંદ વિષયાનંદ વિગેરે (૩૮)

મીરાં ને પૂરવ જનમની છે પ્રિતરે મીરાંને હૈડે લખાણું,
હરિના હેતરે નામ નહિંરે છોડે હોજી
રાણાજીએ આપીયો ભુતડાં ભેળો વાસ,
ભુત પ્રેત ભાગી ગયાં રેમીરાંનો ઇંદર ભુવનસ્યો આવાસરે, નામ
વિખના પ્યાલા મોકલ્યા દેજો મીરાંને હાથ.
અમૃત કરી આરોગીયાંરે મીરાંને રાખણુ હારો રૂગનાથરે નામ
રાણે વસિયલ મોકલ્યો દેજો મીરાંને જઈ,
પૂજી મીરાંએ પ્રેમથીરે મુરતી શાળીગરામનીએ થઈરે નામ
રાણે રજા આપી પછી કાઢી ગણીને કાસ;
મીરાં ચાલયાં મ્હાલતાંરે બાઇને ભાવ્યો છે વ્રજનો સુવાસરે નામ
પાછળથી પસ્તાઇને રાણો કહે કોઇ જાઓ,
વેગે કહેજો વિનવીરે મીરાંબાઇ એકવાર ચિતોડ ગઢમાં આવોરે, નામ

રાણો—રાણી (૩૯)

રાણો—જે પ્રભુયે મીરાં કેરાં ઝેરનું અમૃત કર્યું,
જે પ્રભુએ ભુત ટાળી ભવ્ય પણ ભુવને ભર્યું,
જે પ્રભુએ સર્પ સાટે ધર્યા શાળીગરામને;
હું ધરી ભગવાં જપીશ ભાવે તે પ્રભુના નામને.
રાણી—તજશો તરૂણી આપ નહીં કાયા વિના છાયા રહે,
ભજશો પ્રભુને આપપણ વિરહાનળે છાતી દહે,
ધરવાં ઘટે ભગવાંતમારે બેઉ કરૂની બોળજો
નહિ તો મને બાળીને સ્વામી રાખ દેહે ચોળજો——ટાગી

રાણો રાણી વિગેરે— (૪૦)

જેવી કરણી કરો નર નાર, મળશે તેવાં ફળો હોજી.
ફરી જગત બધું ધિક્કાર, ભકતે નહી ભળો હોજી.
બાવળના બી બોયનેરે, કેરી નહી કોઈ ખાય.
સંતોને સંતાપતાંતો, જડામુળથી જાય............ભકતે.
સત સંગતથી પામશોરે, પરમ સુખનું ધામ.
દુર્જન સંગે દુઃખીયા થશો, સરે ન એકે કામ......ભકતે

પદ્માવતિ— (૪૧)

લગી લગી લાલા ને હું, રીઝારી તાબે કરૂં
વ્હેલી જાગી પાય લાગી, જપું નાથજીના નામ તણી માળા,
સુ શીયળની શમશેર ધારૂં, વેણુ વીનંતીનાં બાણ કરી મારૂં.
ઉંમંગજીતી બાંધુ પ્રિતી, એજ હથિયારે વશ કરૂં બલાલા...લગી
સ્વામી કુળનો ધરમ હું પરમ ગણું, કરૂં સેવા ગણી દેવા.
જારી વિજારી, વિસારી સારી એજ રીતે નારી જીતે.
બાકી કુચાળા છે હાલા.....................લગી લગી.

પદ્માવતિ—પુષ્પસેન— ( ૪૨ )

પુષ્પ—ભજન ગિરધારીનું કરવું વિસારી સંસારી કામ
પદ્મા—બોધ આવો શું બતાવો તજવા સંસાર સુખારામ
પુષ્પ—સાણી સંસાર સુખ સ્વપ્ના સરીખું છે રાખો હૃદય રામનામ
પદ્મા—વાણી વાહ મીઠીછો વહીયાવાલીડાજી સમજી હવે સત્ય સુખધામ
પુષ્પ—ધન્ય ધન્ય
બંને—પીશું રામ; રસજામ; ગાશું ગોવિંદજીનું નામ આઠજામ

મીરાંબાઇ ( ૪૩ )

શરણે થારે આઇછું જી રાજા રણછોડ
થારી ઢીગ રાખો કાના વિનતી કરૂં કરજોડ ... ... શરણે
જોમેં પાછી જાઉં જગતમેં લાગે માને મોટી ખોડ......શરણે
રૂપદેખી કૃષ્ણજીકો આઇ મંદીરમેં દોડ ... ... ...શરણે
નિરક્ષીર જ્યોં મીલ ગઇ સજની ન્હે દેખો રાઠોડ... ...શરણે



# આરમીંગ પીલ્સ (ધાતુ પૌષ્ટીક ગોળીઓ)

આ ગોળી લાંબા વખતના અનુભવ બાદ એના ગુણ વીષેની પુ ક્કી ખાત્રી થયેથી બહાર પાડવામાં આવી છે, પાંડુરોગ નજળો માથા નો દુખાવો હાથ પગની કળતર, મગજનું ખાલી પડવું, જઠરાગ્નિનું મંદ પડવું, સ્વપ્ના વસ્થા વીર્યશ્રાવ, કુછંદ તથા કુટેવથી પ્રાપ્ત થ એલી નબળાઈ તથા નપુંસકપણું તેમજ થનો ક્ષય એ દરદોપર આ ગો ળીઓ ખાસ ચમત્કારી રીતે અસર કરે છે. એથી મંદ પડેલી જઠરા ગ્ની સતેજ થાય છે ખોરાક હજમ થાય છે શરીરમાં દીનપર દીન લો હીનો વધારો થનો જાય છે. નબળી પડેલી નસોને તાકાત મળે છે. અ ને મગજ સ્થીર થાય છે. એ ગોળીની બનાવટમાં ફોસ્ફરસ દમીયાના ફ્રાગ (લેકટેઇટ) ઓફ પેપેઇન (પેપ્ટોનાઈઝડ પેપઇન) તેમજ બીજી પૌષ્ટીક દવાઓ વાપરવામાં આવી છે. ૪૨ ગોળીની સીસીનો કી. રૂ ૧

# સ્પેશીફીક ફીવર મીક્ષચર.

તીજીઓ, રોજીઓ, એકાંતરીઓ, ચોથીઓ, પીત જવર, જીર્ણ જવર તેમજ લાક્ષણીક તાવ (બીજા દરદનાં લક્ષણ તરીકે આવતો તાવ) જંગલી ફીવર વીગેર તમામ જાતના જવર (તાવ) માટે આ હમારૂ મીક્ષચર એક રામબાણ ઉપાય છે એ મીક્ષચર (તાવ) હોય યા ન હો ય તોપણ લીધામાં આવે છે, કી રૂ ૦॥

# સ્પેશીફીક ફીવર પાઉડર.

આ પાઉડર રોજીઓ એકાંતરીઓ, ચોથીઓ, પીત જવર, જીર્ણ જવર તેમજ લાક્ષણીક તાવ (બીજો દરદ નો લક્ષણ તરીકે આવતો તાવ), જંગલી ફીવર વીગેરે તમામજાતના જવર (તાવ) માટે આ હમારો પાઉડર એક વીજળી મીસાલે કામ કરે છે. એ પાઉડર માટે હમો હમારે મોઢે કહેવાં કરતાં સુરત જીલ્લામાંના કોઈપણ માણસને પુછવાથી ખાતરી થશે ગરીબ લોકોના ફાયદાને માટે આ હમોએ ખાસ પાઉડર કાઢયો છે. એ પાઉડર (તાવ હોય યા ન હોય તોપણ લેવામાં આવે છે.

**ઠાકોર બ્રધર્સની કંપની કણપીઠ સુરત.**